અલ્લાહો અકબર.



# ખુત્બએ સદારત

હઝરત મોલાના મૌલવી શેખુલ હિંદ માહમુદ હસન (રહ) સાહેબ

જે જમઇઅતે ઓલમાએ હિંદના બીજા વાર્ષિક જલસામાં તારીખ ૭-૮-૯ રબીઉલ અવ્વલ ૧૩૩૯ હીજરી મુજબ ૧૯-૨૦ ૨૧ નવેમ્બર ૧૯૨૦ ઇસ્વી એ દીલ્હી ખાતે પઢવામાં આવ્યો હતો.

ગુજરાતી તરજુમો કરાવી છપાવી પ્રસીદ્ધ કરનાર

મોહમદ ઇબ્રાહીમ ભામજી

ઓનરરી સેક્રેટરી, ખીલાફત કમેટી શહેર

આવૃતિ બીજી ૧૯૨૧ પ્રત ૧૦૦૦

કીંમત પહેલેથી છેવટ સુધી વાંચી અમલ કરવો

અલ્લાહો અકબર.







# ખુતબએ સદારત

હઝરત મોલાના મૌલવી શેખુલ હિંદ માહમુદ
હસન (રહ) સાહેબ

જે જમઇઅતે ઓલમાએ હિંદના બીજા વાર્ષિક જલસામાં તારીખ ૭-૮-૯ રબીઉલ અવ્વલ ૧૩૩૯ હીજરી મુજબ ૧૯-૨૦ ૨૧ નવેમ્બર ૧૯૨૦ ઇસ્વી એ દીલ્હી ખાતે પઢવામાં આવ્યો હતો.

ગુજરાતી તરજુમો કરાવી છપાવી પ્રસીદ્ધ કરનાર
**મોહમદ ઇબ્રાહીમ ભામજી**
ઓનરરી સેક્રેટરી, ખીલાફત કમેટી રાંદેર

આવૃતિ બીજી ૧૯૨૧ પ્રત ૧૦૦૦

**કીંમત પહેલેથી છેવટ સુધી વાંચી અમલ કરવો**

# વાંચનાર સાહેબોને બે બોલ.

મરહુમ શયખુલ હિન્દ હઝરત મૌલાના મહમુદહસન સુરી (રહે૦)નું આ છેલ્લુ ભાષણ (વાએઝ) જે તેમણે દીલ્લીમાં મળેલી ઓલ ઈન્ડીઆ કોન્ફરન્સમાં તા. ૨૦-૧૧-૨૦ના દીને આપ્યું હતું, તે ઉર્દુ ઉપરથી તરજુમો કરાવી આખું ભાષણ ગુજરાતમાં ખીલાફતની બાબતમાં કેટલીક ગેર સમજુતી ફેલાએલી હોવાથી છપાવવાની જરૂર જણાઇ તેથી પ્રગટ કરાવ્યું છે એ કોન્ફરન્સમાં સનદ યાફતા લગભગ ૫૦૦ એ તમએ એ હાજરી આપી હતી, અને દેવબંદવાલા મરહુમ શયખુલ હિન્દ મૌલાના મહમુદહસન સુરી (રહે૦) જેવણે છેલ્લા પાંચ વરસ માલટામાં નજર કેદીની હાલતમાં ગુજાર્યા હતા. તેવણ પ્રમુખ હતા, જેથી કોઇબી મુસલમાનને હવે ખીલાફતના કાર્ય તરફ કદી શંકા રહે નહીં માટે આ ભાષણ છપાવ્યું છે. ખીલાફતના વિરૂદ્ધવાળાઓએ શરીઅતના નામે છાપા અથવા ચોપાનિયાં મારફતે મુસલમાનોને ખોટે માર્ગે દોરવવાની કોશીશ કરી પણ મરહુમ સાહેબના ભાષણથી તેઓનો આવાજ ટકી શકયો નહીં. મુસલમાનોએ એ લખાણોને કદી વજન આપવું નહીં. જે માણસો એવા લખાણો કરતા હોય તેઓની કારકીર્દી જોવી કે ખીલાફતના કામ તરફ તેણે કેવી કોશીશ કરી છે? કેટલી વાએઝ આપી છે? કારણ કે ઇસ્લામના પવિત્ર મથકો ગેર મુસલમાનોના કબજામાં જાવાની ધાસ્તી, ખલીફતુલ મુસ્લેમીનની નજર કેદીની હાલત, સમીરનાના મુસલમાનોની ઘાતકી રીતે કતલ. એ બધી બાબતો ઉપર તેઓએ કેટલા લખાણો કર્યા છે કે, ખીલાફતના વિરૂદ્ધ ઇસ્લામનો જુસ્સો તોડી પાડવાની કોશીશ કરી રહ્યા છે. મુસલમાનોએ એવા લોકોની કે એવા મોલવીઓની અથવા એવા લીડરોની વાતને કદી વજન આપવું નહીં. બલકે તેને વાંચી કહાડવી અને સમજવુ કે દુનિયાના મુસલમાનોની જમાઅતથી એ લોકો અલગ છે મરહુમ સુરી સાહેબના ભાષણથી વાંચનારને માલુમ પડશે કે તેની શું ફરજ છે! શરીઅતના કાનુનમાં રહીને ખીલાફતના કામમાં જે તેનાથી બની શકે તે કરવું દરેક મુસલમાને પોતાની ફરજ સમજવી. ઇસ્લામના કાયદાઓ વિરૂદ્ધ કોઇ મોલવી અથવા કોઇ લીડર કોઇ કાર્ય કરે તેમાં સામેલ થવું નહીં. ગાયોને બદલે બકરા કાપવાની મુસ્લીમ લીગની ભલામણને એક વરસ વીત્યું છે, માથાપર ટીલા કરવાના બનાવને આઠ માસ થયા છે, ગાયો છોડાવવાના બનાવને પાંચ માસ ગુજર્યા છે. અને ખીલાફતના મસલાને બે વરસ થયા છે, તો એક વરસ આગાઉથી તેવા બોલ્યા ક્યાં ઊંઘતા હતા કે આ એક

વરેસના અંદરના જે બનાવો બન્યા છે તેનું બહાનું કરી મુસલમાનોને ખીલાફતના કાર્યથી અલગ રહેવાને સારા સારા શબ્દોથી લખાણ કરે છે મુસલમાનો ! એ નફસાનયત સીવાય બીજું તેને કંઇ સમજવું નહીં. કારણ કે, જે આગેસ ઇસ્લામપર આવી પહેલી આફત વખતે મુસલમાનોએ કેવી રીતે કામ લેવું તે બતાવવાને બદલે લોકોના ઉપર અંગત ટીકા કરવાને બહાર પડે છે. જેથી તેવાઓનો એઅતેબાર કરવો નહીં. કાદીયાની લોકો પવિત્ર કુરઆન શરીફના નામે ઘણી દલીલો આપે છે અને ઘણાં સારા અને અસરકારક બોલોમાં મુસલમાનોને બેહકાવવાની કોશીશ કરે છે; પણ શું તેઓ ખરા છે ! કદી નહીં. તેજ પ્રમાણે એ લોકોને પણ સમજવા. વાંચનાર, મરહુમ મૌલાનાના ભાષણથી જોઇ શકશે કે કયો રસ્તો ખરો છે. ખીલાફત કાયમાં સૌથી મોટો ભાગ લેનાર દેવબંદની અર્બીક કોલેજના ઓલમાઓ છે. અને મરહુમ શયખુલ હિન્દ પણ ત્યાંનાજ પ્રીન્સીપાલ હતા. દેવબંદના ઓલમાઓના કામ તરફ આડકતરી રીતે નાપસંદગી બતાવવાને અત્યાર સુધી પણ સખશે બહાર પડ્યા હતા. સર સૈયદ અહમદ રજા અહમદ, જફર અહમદ પણ મુસલમાનોની મોટી જમાઅતે તેઓની વાતને બીલકુલ વજન આપ્યું નહીં. છેવટે દરેક મુસલમાન ભાઇએ ને ભલામણ પણ કરીએ છીએ કે મરહુમ સુફી સાહેબનું ભાષણ પુરેપુરૂં વાંચવું, અને પોતાના લાગતા વળગતાઓને વાંચી સંભળાવવું; અને આ વખતને દરેક મુસલમાન ગનીમત સમજે અને તેની જબાન હાથ અથવા પૈસા ખીલાફતના કાર્યમાં ખર્ચ કરે. સમરનામા હજારો મુસલમાન બેવાઓ અને બાળકો થંડી અને ભુખમરાથી પીડાઇ છે જેવો જાલીમ ગ્રીકોને હાથે બેવા અને યતીમ થયા છે અને તેમાં કેટલાક તો ભુખમરાથી મરણ પામ્યા છે મદદ નહી મળવાથી સંકટમાં રોજ વધારો થાય છે પવીત્ર મદીનાના લોકોની પણ ભુખમરાથી તેવીજ હાલત છે ખાવાનું કે પોતાના બ[illegible]ન ઢાંકવાનું કંઇ સાધન નથી હજારે લોકો તે પાક શહેરથી ચાલયા ગયા છે જે [illegible] હતા છે ને લોકો[illegible] હાલત ઘણીજ ખરાબ છે [illegible] મુસ[illegible]એ પોતાની મોજ મ[illegible] બંધ કરવી અને ઉપલા ફંડમાં જેમ બને તે[illegible] વધુ મદદ કરવી પોતાની સરવેથી મોટી ફરજ સમજવી. જોકે મુસલમાનોને મદદ કરવાનું આજ વખત છે આ વખત પસાર થવા પછી મ[illegible] કંઇ કામ આવશે નહીં. મરહુમ શયખુલ હિન્દ મહમુદહસન સાહેબની મુસલમાનોને આ છેલ્લી વસીયત હતી. ખુદાપાક મરહુમના રૂહને શાંન્તિ બક્ષશે. આમીન. વસ્સલામ.

ખાદીમેઇસલામ,

મોહંમદ ઈબ્રાહીમ બામજી

# કૃપાળુ, દયાળુ અલ્લાહના નામથી શરૂ કરૂં છું.



એ અલ્લાહ ! તુંજ સ્તુતિને પાત્ર છે. આકાશો અને જમીનો અને તમામ પેદા થયેલી વસ્તુઓનો તુંજ રક્ષક છે. સ્તુતિનો હકદાર તુંજ છે. આકાશો, જમીનો, અને પેદા થએલી દરેક વસ્તુઓનો તુંજ પાદશાહ છે, (તેથી દરેક રીતે) સ્તુતિનો તુંજ હકદાર છે. તારો વાયદો ખરો છે તારો દીદાર ખરેખર છે. તારી વાતો સાચી છે. સ્વર્ગ ખરેખર છે. નર્ક ખરેખર છે. તમામ નબીયો સાચા છે. મોહમ્મદ (સ) સાચા (રસુલ) છે, કયામત ખરેખર આવવાવાળી છે. એ અલ્લાહ ! હું તારો તાબેદાર છું. તારા ઉપર ઇમાન લાવ્યો છું તારીજ ઉપર મારો વિશ્વાસ છે, અને મેં તારી તરફ વલણ કરી છે. અને તારા આધારેજ મેં (બીજાઓથી) ઝગડો[ખરી બાબત માટે] કર્યો છે. અને તારીજ પાસે તેનો ફેંસલો કરાવવા માટે આવ્યો છું એ અલ્લાહ ! મારા આગલા પાછલા બધા પાપોને માફ કરી દે ? તુંજ સર્વથી આગળ અને સર્વથી પાછળ બાકી રહેવાવાળો છે. તારા વગર કોઇ પુજ્ય નથી. એ અલ્લાહ ! તું તારા બંદા, અને રસુલ [સ] પર સલામતીઓ ઉતાર ! જેવણનું પવિત્ર નામ મોહમ્મદ (સ) છે. જેવણ ખુલ્લી નીશનીઓ લઇ આવ્યા હતા. તેવણના કુટુંબીઓ અને દોસ્તો ઉપર પણ સલામતીઓ ઉતાર ? એ સંપુર્ણ, અને કાયમ રહેવાવાળા ખુદા ! અમો તારી રહમતની સાથે તારી પાસે ફરીયાદ ચાહીયે છીયે, અમારી ફરીયાદ સાંભળ ? અને અમોને જાલીમોના પંજાથી તારી રહમતના આધારે બચાવ ! એ ! દયાળુઓમાં સર્વથી વધારે દયા કરવાવાળા.

એ પછી આ ખાકસાર, એક તુચ્છ તણખાં સમાન પવિત્ર આલીમો ઇસ્લામી ભાઇઓ, અને દેશ બંધુઓની ખીદમતમાં એ અરજ કરે છે કે આપ સાહેબોએ મરા જેવા નાચીજ જંટુને જે મહાન કાર્ય માટે ચુંટી કાઢયો છે. તે માટે હું આ તમારા નિર્મળ પ્રેમ, અને માન વધારવા માટે તમો સાહેબોનો ખરા અંતઃકરણ પુર્વક આભાર માનવાની સાથે એ અરજ કરૂં છું, કે પ્રમુખની જોખમદારીની જરૂરત અને ચાલુ જમાનાની હોશ ગુમ કરે એવી ખેંચતાણ ભારી મોત, અને જીંદગી પર નજર કરતાં, હું મારી છેલ્લી પાંચ વરસની કેદ, અને ચાલુ લાંબી માંદગીના કારણે

પ્રમુખની જગ્યા માટે મારી જાતને અપુર્ણ જોઉં છું કારણ કે આવા નાજુક અને ભય ભર્યાં વખતમાં આવા મોટા ધાર્મીક, અને કોમી મેલા-વડાના મુખપણા માટે એવો પ્રમુખ ચુંટાવામાં આવતે, કે જે દરેક વિષયોથી ખબરદાર હોય. જેની દીમાગી શકિત થાકવાવાળી ન હોય, જેનો દીલી ઇરાદો ધ્રુજવાવાળો ન હોય જેના દરેક અવ્યવો મજબુત હોય, એમ છતાં તમો સાહેબોએ મને આ ધાર્મીક, અને કોમી સભાના પ્રમુખ માટે ખાસ કર્યો, તો મારી પાસે કોઇ પણ ઇલાજ ન રહ્યો, કે હું ખુદાનું નામ લઇ તે સેવા બજાવવા માટે ગરદન ઝુકાવું, અને ખુદાના મદદ કરવા ઉપર વિશ્વાસ રાખી, ઇસલામ અને ઇસલામીઓની ચાકરી કરવા માટે તૈયાર થઇ જાઉં.

**મહેરબાન સાહેબો**—મારી આ નમ્રતા પુર્વક અરજ ઉપર પણ સંપુર્ણ ધ્યાન આપે છે કે ઘણાં મહીનાઓની ચાલુ લાંબી માંદગીના કારણે મને સંતોષ કારક વિચાર કરવાનો વખત મળ્યો નથી તેથી હું જે વાતો તમો સનમુખ ધરૂં તેમાં જો કોઇ પણ રીતની ભુલ હોય, અથવા વાંકો વિખરાયલી હાલતમાં હોય, તો મારા ઉપલા ઉજરને ધ્યાનમાં લઇ મને માફ કરશો. કારણ કે ઉજર વડીલો કબુલી લ્યે છે.

**ગૃહસ્થો**—આજે જે જલસામાં આપ સાહેબો પધાર્યા છો, અને લાંબી મુસાફરીની તકલીફ ઉઠાવી ભાગ લીધો છે, એ તે પવિત્ર મેલાવડો છે, જેને માટે પવિત્ર કોરાનમાં હક તઆલા ફરમાવે છે કે, **"તમો સહાબાઓ સાથે એ કામમાં સંમતિ લ્યો !"** અને વળી ફરમાવે છે કે **"તેઓનું કામ પોત પોતામાં મશવેરો કરી લેવું છે."** અને વળી છે કે, "ખુદાનો ડર અને નેકીની સાથે તમો એકમતી કરો!" એટલે સુધી કે પોતાના વ્હાલા રસુલ (સ.)ને પણ એવો હુકમ કર્યો કે તમો તમારા દોસ્તોની સાથે મશવેરે કર્યા કરો? અને પછી ઇસલામીઓના હમદમો પણ એમ બયાન કર્યો, કે તેઓ પોતાના કામોને પોત પોતામાં મશવેરો કરીને ફેંસલો આપે છે એ ઉપરથી સાફ રીતે સાબેત થઇ ગયું કે મુસલમાનોના તમામ કામો, તેમાં ખાસ કરી એવાં કામો કે જેને ઇસલામી તમામ આલમથી નીસબત છે, તે પોતપોતામાં એક મત સાબેત થવાં જોઇએ એ હુકમ તો એવા જલસાઓના દુરસ્ત થવાની બુનીઆદ

નાંખે છે. કે જે માત્ર મશવેરા લેવાને માટે કરવામાં આવે. હવે જે ત્રીજું ફરમાન છે કે 'ખુદાનો ભય, અને નેકીની સાથે તમો એક મતી કરો !" એ વાયક એવા મેલાવડાઓની તરેહને ખાસ કરે છે એટલે મશવેરાના મેલાવડાનું ખુદાના ડર, અને નેકી ઉપર હોવું અવશ્ય જરૂરી છે. એવા તમામ મેલાવડા કે જેનો મૂળ હેતુ માત્ર પવિત્ર દીનની તરફદારી. અને રક્ષા હોય, અને જેમાં નેક, અને ભલાઇના રસ્તાઓ તરફ ધ્યાન દોડાવવામાં આવે. અને જેમાં ખુદા પાકનો ડર હોય. એવા તમામ મેળાવડાઓ કરવા, અને તેમાં ભાગ લેવો, ખુદા પાકના હુકમો પર ચાલવું, અને તેના રસુલ (સ૦)ના રસ્તે દોરાવું છે.

ચાલુ જમાનામાં ઇસલામના દુશમનોએ જુલમ કરી પવિત્ર મથકોને ઝુંટવી લીધાં, અને ખીલાફતને પાયમાલ કીધી. અને ઇસલામીઓના પવિત્ર જાન, અને માલથી વધુ વ્હાલા દીનને બે ઇજ્જત કીધો અને ઇસલામી ભાઇઓના જાન, માલ, ઇજ્જત, આબરૂ બરબાદ કીધી. એ માટે ઇસલામીઓની ઉપર ફરજ થઇ ગયું કે તેઓ પોતાના દીની ભાઇઓની હમદર્દી અને મદદ અને પવિત્ર ધર્મના રક્ષણ અને ઇસલામના દુશમનનો નાશ કરવાને માટે તૈયાર થઇ જાય. એ ફરજમાં ચીન, જાવા, હિંદ, તુર્કસ્તાન બુખારા વગેરે દરેક જગ્યાના મુસલમાનો બરોબર છે. કોઇનું પણ ખાસપણું નથી. જે જગ્યાએ લડાઇ હતી. તે જગ્યાએ જેવી રીતે ત્યાંના ઇસલામીઓ પર ફરજ હતું. કે તેઓ પોતાના દીની ભાઇઓનું રક્ષણ કરે અને ઇસલામના દુશમનોનો નાશ કરે, તેવીજ રીતે દુન્યાના તમામ ઇસલામીઓ પર પોતાના એશયાઇ અને યુરોપીઅન દુઃખી ઇસલામીઓની મદદ કરવી, અને ઇસલામના દુશમનને નાબુદ કરવું ફરજ હતું. અગર મદદ કરવાના રસ્તાઓ, અને ઇસલામના દુશમનોના નાશ કરવાની સુરત જુદા હોય.

જમઇયત ઓલમાએ હિંદની આગળ જ્યાં જેવી રીતે બીજાં ધાર્મીક, અને ઇલ્મી ફરજો છે, ત્યાં આ વખતે આ ફરજ પણ છે. અને આ વખતે તમામ બીજાં ફરજોથી આ ફરજ વધુ [illegible], અને જરૂરી છે.

**હિંદના ઇસલામીઓને દેશાવરના ઇસલામીઓની સાથે નીસબત.**

હવે એ સવાલ ઉઠે છે, કે હીંદનાં ઇસલામીઓને દેશાવરના ઇસલામીઓની સાથે એવી તો શું નીસબત છે, કે હિંદના ઇસલામીઓને જેથી સાત સમુદ્ર પાર વસવવાળાઓની જાનથી, અને માલથી મદદ કરવી ફરજ થઇ જાય ? એનો જવાબ એ છે, કે ઇસલામે પોતાના તાબેદારો, અને પવિત્ર કલમો પઢવા વાળાઓની વચ્ચે એક સંપી અને ભાઇબંધીની એક એવી નીસબત કાયમ રાખી છે. કે જે તમામ કોમી અને બનાવટી એક સંપીઓથી શ્રેષ્ટ છે. એમાં જાત, લીબાસ, અને રંગનો કાંઇ પણ ફેર રાખ્યો નથી. માત્ર ખુદાએ વાહેદ ઉપર ઇમાન લાવવું એક પશ્ચિમનાં માણસને પૂર્વના રહેવાવાળાની સાથે ભાઇ બનાવી દે છે. અને પૂર્વના રહેવાવાળાઓમાં જેવી રીતે એક બીજાની સાથે નીસબતો હોય છે તેવીજ રીતે તે પશ્ચિમનાં રહેવાવાળા સાથે એક ભાઇની જેમ બીજા ભાઇ સાથે નીસબત હોય છે, તેવીજ રીતે કાયમ થઇ જાય છે. હક તઆલા કોરાને પાકમાં ફરમાવે છે કે "તમામ મુસલમાનો (પોત પોતનાં) ભાઇ ભાઇ છે," અને નબી (અલ) ફરમાવે છે કે, "તમામ મુસલમાનો ઉપર જરૂરી છે, કે એક બીજા માટે એવા દર્દી થઇ જાય, કે જેવી રીતે માથું દુઃખતું હોય તે વખતે શરીરના બધા અવયવો દુઃખ ઉઠાવે છે" અને વળી ફરમાવ્યું છે કે, "તમામ મુસલમાનો એકજ શરીરની જેમ છે. અગર આંખમાં દુઃખ હોય તો આખું શરીર દુઃખી ઉઠે છે અને માંથુ દુઃખતુ હોય તો આખું શરીર તકલીફ ઉઠાવે છે."

એવીજ રીતે એક મુસલમાનના દુઃખથી તમામ મુસલમાનોને ઇજા પહોંચવી અવશ્ય જરૂરી છે.

હક તઆલા અને તેના રસુલ સ૦) ના પવિત્ર હુકમોથી સાફ રીતે સાબેત થઇ ગયું, કે એક ઇસલામીને બીજા ઇસલામીના દુઃખથી એવીજ રીતે તકલીફ પહોંચવી જોઇએ. જેવી રીતે એક અવયવના દર્દથી

બીજા અવયવોને ઇજા પહોંચે છે. અને એ ઉપરથી એ પણ સાબેત થઇ ગયું કે ઇમાન સંપુર્ણ તેજ વખતે કહેવાશે, કે એક મુંસલમાનને બીજા મુસલમાનના દુઃખથી વગર અખત્યારે ઇજા પહોંચે જેવી રીતે એક અવયવના દુઃખથી બીજા અવયવોને વગર અખત્યારે ઈજા પહોંચે છે. અને વળી નબી (અલ) ફરમાવે છે કે. "એક ઇસ્લામી બીજા ઇસલામીનો ભાઇ છે. તેની ઉપર જુલમ ન કરે. અને દુશ્મનના પંજામાં છોડી ન દે." અને વળી સહી મુસલમાની એક રીવાયતમાં છે. કે, "તેની ઉપર જુલમ ન કરે, અને તેની મદદ કરવા થકી મોઢું ન ફેરવે અને તેને બે ઇજજત ન કરે." અને વળી ફરમાવ્યું છે કે "જો મુસલમાન કોઇ મુસલમાનની એવી જગ્યાએ મદદ ન કરે, જ્યાં તેની ઇજજત લુટવામાં આવતી હોય અને તેની આબરૂ પાયમાલ થતી હોય. તો ખુદાપાક તેની મદદ ન કરશે. જ્યાં તેને ખુદાપાકની મદદની જરૂર હશે અને જો કોઈ મુસલમાન કોઇ મુસલમાનની એવી જગયાએ મદદ કરશે. જ્યાં તેની ઇજજત લુટવામાં આવતી હોય, અને આબરૂ પાયમાલ થતી હોય તો ખુદાપાક તેની મદદ કરશે. જ્યાં તેને ખુદાપાકની મદદની જરૂર હશે" અને વળી છે કે, "મુસલમાન મુસલમાનનો ભાઇ છે, અને તે તેને મુસીબતથી છોડાવે છે, અને તેનું છુપું રક્ષણ કરે છે."

હક તઆલા, અને તેનાં રસુલ (સ૦) ના આ ફરમાનો છે. અને પવિત્ર ઇસલામના આ દબેદબા ભર્યાં હુકમો છે. જેથી કરી હીંદના મુસલમાનો પોતાના દરયા પારના મુસલમાનોની મદદને પોતાના પવિત્ર ધર્મનું નિર્મળ ફરજ સમજે છે. અને ખાત્રી પુર્વક માને છે, કે અગર અમોએ આવા દુઃખ ભર્યાં સમયે તેઓની મદદ ન કીધી, અને કાનોમાં તેલ નાંખી બેસી રહ્યા, અને તેઓને દુશમનોના પંજામાં છોડી દીધા. અને બને એટલી કોશીશ ન કીધી; તો કયામતને દીવસે ખુદાપાકના ગજબથી છુટકારો અશકય થઇ પડશે.

ઇસલામના પ્રકાશ પહેલાં બળવાન લોકો પોત પોતામાં હમદર્દી કાંયમ કરવા માટે દુન્યાની કોમોમાં એવો રીવાજ હતો, કે તેઓ એક

બીજાની સાથે એક સંપી, અને કોલકરાર કરતા હતા જે બે કોમો પોત પોતામાં કોલકરાર કરતી તે એક બીજાની મદદ કરતી. એક બીજાની સાથે મળી દુશમનોની સાથે લડતી. એ કોલકરારની રીત આજ સુધી નોન મુસલીમ કોમોમાં ચાલુ છે.

ઇસલામએ એ કોલકરાર અને દોસ્તીને પોતપોતામાં જરૂરી સમજી નથી. પણ વગર જરૂરી સમજવાથી એ મતલબ નથી, કે મુસલમાનોને એક સંપી અને દોસ્તીની જરૂર નથી. એનું કારણ એ હતું, કે ઇસલામીઓને તેઓના પવિત્ર ધર્મ એ પોતપોતાની એક સંપીના આધારે વધારે મજબુત બનાવ્યો છે. જે વખતે એક માણસ "લાઇલાહા ઇલ્લલ્લાહ, મોહમ્મદુર્રસુલુલ્લાહ" કહી દીધું, તેજ વખતે તે બીજા તમામ મુસલમાનોનો ભાઇ થઇ ગયો. પછી તે પશ્ચિમ દેશનો રહેવાવાળો હોય, કે પૂર્વને છેડે વસ્તો હોય, ગોરો હોય કે કાળો કાંઇપણ ફેર રાખ્યો નથી.

મુળ બાબત એમ છે કે કોલકરાર કરવાથી ત્રણ લાભો મળે છે. એક તો એ કે તેણે જેની સાથે મિત્રતા કીધી છે તેના હુમલાથી તે નીડર થઇ જાય છે. બીજું એકે કોઈ ત્રીજા સાથે મળી તેની ઉપર હુમલો કરશે નહીં. અને ત્રીજું એકે જ્યારે એ કોઇ પોતાના દુશમન ઉપર હુમલો કરશે, તો તે તેને મદદ કરશે.

એ ત્રણે બાબતો એક માણસ ઉપર મુસલમાન થતાંજ ફરજ થઇ જાય છે. દાખલા લેખે પહેલી વાત એ કે તેણે જેની સાથે કોલકરાર, અને મિત્રતા બાંધી છે તેના હુમલાથી નીડર થઇ જાય છે એ માટે ફરમાવ્યુ છે કે, 'મુસલમાનોને ગાળ આપવી ફીસ્ક, અને તેના ઉપર હુમલો કરવો કુફ્ર છે." બીજી હદીસમાં છે કે, "મુસલમાનને બીજા મુસલમાનના જાન. માલ, આબરૂ ઉપર હુમલો કરવો હરામ છે." વળી ફરમાવ્યું છે કે, જુઓ! મારી પછી કાફેરોની જેમ ન થશો, કે એક બીજાના ગરદન મારો." વળી ફરમાવ્યું છે કે, જે માણસ કોઇ મુસલમાનને જાણી જોઇ મારી નાંખશે, તેનો બદલો દોઝખ છે, તેમાં તે સદા રહેશે, અને તેની ઉપર ખુદાનો ગજબ, અને ધિક્કાર ઉતરશે, અને તેને માટે હક તઆલાએ સખત સજા તૈયાર કીધી છે."

હવે બીજી બાબત એ છે કે, એક ઇસલામી બીજા ઇસલામી તરફથી એવી ચિંતા ન રાખે, કે તે તેના દુશમનની સાથે મળી તેના ઉપર હુમલો કરશે. એ માટેના હુકમો પણ જુઓ ? **"મુસલમાનો કાફેરોને પોતાના દોસ્ત મુસલમાન વિરૂદ્ધ ન બનાવે, કે કાફેરો સાથે મળી મુસલમાનોની સાથે લડે"** ઉપલી કોરાન શરીફની આયાતના ખુલાસામાં " તફસીરે ઇબ્ને જરીર"માં લખ્યું છે કે, **" આ આયાતના એવા ભાવાર્થ થાય છે કે, અય મુસલમાનો ! કાફેરોને પોતાના દોસ્ત, અને મદદગાર ન બનાવો ? કે જેથી તમો તેઓની ધાર્મિક બાબતોમાં દોસ્તી કરો. અને તેઓની મદદ ઇસલામીઓ વિરૂદ્ધ કરો."**

ત્રિજી બાબત એ છે કે, અગર મુસલમાન કોઇ ઇસલામના દુશમન ઉપર હુમલો કરે, તો તમામ મુસલમાન તેની મદદ કરે. એ વિશે નબી (અલ)નું સાફ ફરમાન "અબુદાઉદ" માં છે કે, **" તમામ મુસલમાન ઇસલામના દુશમનના મોકાબલામાં એક હાથ છે."** એટલે ઇસલામના દુશમનના મોકાબલામાં મુસલમાનોએ એવી રીતે કામ લેવું જોઇએ. કે તે બધાઓની હરકત એકજ હાથની હરકત છે.

જ્યારે સાબેત થઇ ગયું, કે મુસલમાનો માટે આ રસમી કોલકરારોની બધી જોખમદારી ઇસલામ લાવતાંજ હાંસલ થઇ જાઇ છે. ત્યારે મુસલમાનને મુસલમાનની સાથે ચાલુ રીવાજ પ્રમાણે લેખીત, અથવા કબુલાતી કોલ કરારની કાંઈ જરૂરત નથી. હવે રહી એ વાત કે મુસલમાન કોઈ બીજી કોમ સાથે કોલકરાર, એક સંપી કરે, અને તેનો તે નોન મુસલીમ કોઇપણ રીતે વચન ભંગ ન કરે અને પોતાના વચન ઉપર મકકમ પણે કાયમ રહે તો એ એક જુદીવાત છે.

હવે જોવાનું એ છે, કે આજે દુન્યાની તે કોમો કે જે પોતાના રસમી કોલકરારોને શ્રેષ્ટ ગણે છે. તેઓને શું સત્તા છે, કે તેઓ આ આસમાની કોલકરાર, અને ધાર્મીક રૂપને રોકી દયે. અથવા એમ કહે કે, હિંદના ઇસલામીઓને તુર્કી, એરાક. અથવા સીરીયાના ઇસલામીઓની સાથે શું નીસબત ? એઓ શા માટે બરાડા પાડે છે ? અમો તેઓને પોકારીને કહીયે છીએ કે ઇસલામીયોમાં પોતપોતામાં એક સંપી, અને

કોલકરાર મનુષ્યે કાયમ કરેલા નથી, પણ ખુદ એ વાહેદના નામેલા છે, અને સખત તાકીદની સાથે ધાર્મીક ફરમાનો એ કાયમ કરેલા છે. અમેરીકાવાળા યુરોપમાં આવી તમારી મદદ કરે, એ કાયદા. અને ન્યાય વિરૂદ્ધ કોલકરાર તમને લાચાર બનાવી દયે છે, ત્યારે ખુદા, અને તેના નબી (સ)ના પવિત્ર ધર્મએ કાયમ કરેલા કોલકરાર તેઓને એમ હુકમ કરે, કે તમે તમારા દીની ભાઇઓ પછી તે ગમે ત્યાંના હોય, તેને મદદ કરો ? તો શું ! ને ગુનેહ કહેવાશે ? કોઇપણ મનુષ્યે ઘડેલા કાયદાઓને સત્તા નથી ? કે તે ઇસલામીઓને તેઓની ધાર્મીક ફરજ અદા કરતાં અટકાવી શકે, અથવા તેઓના દુરસ્ત ધાર્મીક વિષયોને ધાર્મીક ન બનાવે.

અહીંયા આપણા નબીયતમાં એક કુદરતી રીતે સવાલ ઉત્પન્ન થાય છે. કે એ શું બનાવો છે ? કે જેણે ઇસલામીઓને દુઃખી, અને બેચેન કરી દીધા છે ? અને તે કયા કારણો છે ? કે જેને લીધે હિંદની બહાર વસવાવાળાઓની સાથે હમદર્દી, અને મદદ ફરજ થઇ ગઈ? એનો જવાબ આપવા. અને શાંભળવા માટે પત્થરનું દીલ અને ફોલાદનું કલેજું જોઇએ અને તેના વિગતવાર બયાંન માટે ઘણું લાંબુ વખત જોઇએ તે માટે પહેલાં તો હું મારી કમતાકતીના કારણે, અને બીજું વર્તમાન પત્રો, અને આમ સભાઓમાં તે વિષય ખુલ્લે ખુલ્લી રીતે પ્રગટ થઇ ગએલા હોવાના કારણે તે માટે માત્ર થોડાં વાકયો ઉપર ટુંકમાં સમાપ્ત કરું છું.

**વ્હાલા સાહેબો**— ઇસલામી આલમમા ભૂતકાળની કેટલીક પાછલી સદીઓથી તુર્કીના નામદાર સુલતાન ઇસલામી જાહોજલાલી અને મક્કા શરીફ. મદીના તૈયબા, બૈયતુલ મુકદ્દસ, એરાક વીગેરે તમામ ઇસલામી પવિત્ર મથકોના રક્ષણ માટે પોતે અને તેવણની સલતનત જોખમદાર હતી. કેમકે આખા મોટી ઇસલામી આલીમોની મંડળી નામદાર સુલતાનને ખલીફતુલ મુસલેમીન માનતી હતી અને નામદાર સુલતાન ખીલાફતના કામને ઘણીજ ખુબી સાથે બજાવતા હતા. એવણની સલતનતની ચડતી, અને રાજ્યના વિસ્તારનું વધવું ખ્રીસ્તી રાજ્યોની આંખોમાં કાંટાની જેમ ખટકતું હતું. અને એઓ સદાથી એમ ચાહતા હતા, કે ખલીફતુલ મુસલેમીનની તાકત ઘટાડી દેવી જોઇએ, અને કોન્સટાન્ટીનોપલ પર કબજો કરી યુરોપમાંથી ઇસલામનું નામ નાબુદ કરવું જોઇએ. પણ તુર્કીના નામદાર સુલતાન એ ખ્રીસ્તી વર્ગોના વચ્ચે

બત્રીસ દાંત વચ્ચે એક જીભની જેમ સાચા, અને સલામત હતા. અને ખલીફતુલ મુસલેમીનનો ઇસલામ માટે જીવતોડ મુકાબલો. આં બીજાઓના હકોને જુલમ કરી ઝુંટવી લેનારાઓની ઇર્ષાખોર :જરૂરતોને પુરી થવા દેતો ન હતો. એમ છતાં ઇસલામના વેરીઓના લોભી દાંતો ગરીબ તુર્કોના શરીરમાંથી માંસનાલોથડા :નોચતા રહ્યા. અને ૧૮૭૭થી આ લુટફાટનો સીલસીલો એકતારો ચાલુ રહયો. ઇજીપ્ત જેવો માલદાર દેશ, કીપ્રર્સ, ત્રીપોલી, સેલોનીંકા, ગ્રીક. બલગેરીયા, સરવીયા, અલબેન્યા, વીગેરે જગ્યાઓ એક પછી એક આ વરૂઓની ભુખનો આધાર થઇ ગઇ, અને એ મોટા કોળીઆઓને એવી રીતે હજમ કરી ગયા, કે ડકાર પણ ખાધો નહીં છેવટ આ મોટી યુરોપી લડાઇનો વખત આવ્યો અને કાંઇ એવું કારણ ઉત્પન્ન થયું, કે તેમાં તુર્કીને પણ ભાગ લેવો પડ્યો, અને ભાગ પણ તે પાર્ટી તરફ લેવો પડ્યો, જેના વિરૂદ્ધ બ્રિટન હતું. આ વખતે તમામ દુન્યાના મુસલમાનોને તેમાં ખાસ કરી બ્રીટન રાજ્ય સનામાં વસવાવાળાઓની આગળ જે મુસીબતો આવી છે, તેને તે ખુદા કે જે ઘણો જાણકાર, અને હીકમત વાળો છે, તેજ વધારે જાણે છે.

બ્રિટન પ્રધાન મંડળ એ પોતાની ઇસલામી રૈયતને વખતો વખત એવી ખબર, અને ખાત્રી આપી, કે તમારા પવિત્ર મથકોને કાંઇપણ આંચ પહોંચશે નહીં. અને કોન્સટાન્ટીનોપલ ઉપર કોઇ પણ દુશ્મની ભર્યો કબજો કરવામાં આવશે નહીં. ઇસલામીઓનું આ જુઠા ભરોસા ઉપર યકીન કરી બેસી રહેવું, ઘણીજ ભયંકર ભુલ હતી. તેનો કડવાસ આજે તેઓના રૂહાની કડવો બનાવી રહયો છે, પણ સાદ નેબનાવ એમજ બન્યો, કે મુશલમાનો ખાત્રી પુર્વક થઇ ગયા, અને બ્રીટનને જાન, અને માલથી મદદ કરી બ્રીટનની ફતેહના કારણ પોતે બન્યા.

બ્રીટનના ખુદ સ્વાર્થ ચબરાકોએ હવાની દીશા પોતાની તરફ જોનાર ચાલાકીની ચાલો ચાલવા લાગ્યા, અને તમામ દુન્યાની બેએબ કોમોની આંખોમાં ધુળ નાંખી, પોતાના બધા વચનોનો ભંગ કરવા લાગ્યા.

પવિત્ર મથકો પર કબજો કરી લીધો, કોન્સટાન્ટીનોપલને લસ્કરી કબજામાં જકડી લીધું, સ્મર્ની ગ્રીકોને આપી દીધું, અરબને [illegible]ી ખલીફતુલ મુંસલેમીનથી બેવફા બનાવી દીધો, તુર્ક સીપાહો પાસે હથીયાર

મુકાવી લડાઈ બંધ હતી, તે દરમ્યાન તે ગરીબોને હાથપગ વગરના બનાવી શરમ ભરી શરતો પર સહી કરવાને માટે લાચાર બનાવી દીધા. સુલેહની શરતો પર ખાસ રીતે ખીલાફતને નાબુદ કરવાની શરતો લખવામાં આવી, ઇસલામીઓની ખલીફતુલ મુસલેમીનથી ધાર્મી સરપરસ્તીની નીસબત કાપી નાંખવામાં આવી, તુરકીના નામદાર ગાદી વારસને નજર કેદ કીધા અને એવી રીતે બીજા હજારો ન્યાય વિરૂદ્ધ સુલુકો કર્યા.

એ લડાઇમાં સીરીયા, અરબ, સ્મર્નાં, તુરકી વગેરેના ઇશલામીઓ પર મુસીબતોના પહાડો તોડી પાડ્યા, લાખો મુસલમાનો બેગુનાહ મારી નાંખવામાં આવ્યા, લાખો સ્ત્રીઓ વીધવા, અને બચ્ચાંઓ યતીમ થઇ ગયાં, હજારો મુસલમાનો ઘર બરબાદ થઈ જવાથી, દેશ તજી પરદેશ નાશી ગયા અને આજે પરદેશમાં રસ્તાઓ પર અને મેદાનોમાં મદદગાર વગર પડયા છે, સેંકડોના શરીરે વસ્ત્ર પણ નથી, અને એટલો ખોરાક પણ નથી કે જેથી માત્ર ભુખના દેવથી પોતાનો પ્યારો જાન બચાવી શકે. સ્મર્નામાં હજારો વગર ગુનાહે મારી નાંખવામાં આવ્યા, અને સ્ત્રીઓની લાજ લુંટવામાં આવી.

આ તે આત્મ ઘાતક બનાવ છે કે જેણે તમામ દુન્યાના મુસલમાનો ને બેચેન બનાવી દીધા છે અને જેના દીલમાં એક જરા પણ ઇમાન બાકી છે, તે પારાની જેમ બેકરાર છે. અને પોતાના ધાર્મી, સદાચરણી, અને ન્યાયી હકોને સમજે છે, કે આપણા આ દુઃખી ભાઇઓની હમદર્દી, અને મદદ માટે ઉઠી ઉભો થાય, અને બને ત્યાં સુધી પોતાના આ દુઃખી ભાઇઓને દુશમનોના ગુફામાંથી બહાર કાઢે અયે જાલીમોના પંજાથી છોડાવે.

ઇમાની ભાઇબંધીની એક આલમગીર લહેર ઉઠી, અને તે એક પળવારમાં પુર્વથી પશ્ચિમ, અને ઉત્તરથી દક્ષિણ પહોચી ગઇ, અને તેણે સુતેલાઓને જગાડી દીધા, અને જાગતાઓને ઉભા કરી દીધા, અને ઉભેલાઓને દોડતા કીધા. ખુણે ભરાઇ અલ્લાહ અલ્લાહ કરવા વાળાઓ, કીતાબના કીડા તાલબે ઇલ્મો, મદ્રસાઓમાં બેસી વિજળીના જેવું સાફ, અને તેજ વિવેચન કરવા વાળા આલીમો, દુકાનપર બેસી વેપાર કરવા વાળાઓ, માલ ઉંચકનારા મજુરો વીગેરે સર્વ એક સફમાં આવી ઉભા

થઇ ગયા, એટલુંજ નહીં પણ મિત્ર રાજ્યો તેમાં ખાસ કરી બ્રીટનની ચાલ, અને હક વગરની લુટની ફરેબી જાલ જોઇ એકવીસ કરોડ હિંદુ ભાઇઓ પણ ગરીબ તુર્કોની હમદર્દીને માટે તૈયાર થઇ ગયા.

એ ફરજ તો મુસલમાન ભાઇઓની મદદની સાથે નીસબત રાખે છે. જેમાં ઇનસાની હમદર્દી અને સદાચરણી લાજના કારણે હીંદુભાઇઓ પણ મુસલમાનોની સાથે કામ કરી રહ્યા છે એ પછી બીજું ફરજ ધર્મની તરફદારી, અને પવિત્ર મથકોની ઇજ્જત બાકી રાખવાને માટેનું છે તે માટે દુન્યાથી તશરીફ લઇ જતા વખતે હઝરત (સ૦) એ કરેલી આખેરી વસીયત આપણને જોવાની છે, તે એ છે કે, 'આપે ફરમાવ્યું છે કે, **"મુશરેકીનને અરબ દેશમાંથી કાઢી મુકો ?"** અને વળી ફરમાવ્યું છે કે, **"યહુદ, અને ખ્રીસ્તીઓને અરબ દેશમાંથી કાઢી મુકો."**

ઉપલા રસુલુલ્લાહ (સ૦)ના હુકમોમાં તમામ દુન્યાનાં મુસલમાનો આવી જાયછે, અરબ, અથવા અરબ વગરના બીજા દેશોનું ખાસપણું નથી. શામી, તુરકી અથવા હીંદમાં કોઇ ફેર રાખ્યો નથી. એ હુકમોની જરૂરત એટલા માટે હતી, કે મક્કા શરીફ, અને મદીના મુનવ્વરા ઇસલામના અસલી મથકો છે. હરમૈનની પહેલી જગ્યા કે જ્યાંથી તૌહીદે રબ્બાનીનો આફતાબ ચમકયો, અને તેણે પોતાની રજકણોને ચકચકિત બનાવી હર હર રજકણને દુન્યાના અનેક હીસ્સાને માટે એક એક આફતાબ બનાવી દીધો. એ પવિત્ર જમીન ઉપર ઇસલામના ખરા જાંનિસારો, અને ખુદા-પાકની તૌહીદ પર જાન કુરબાન કરવા વાળાઓના પવિત્ર ખુનના કતરાએ પડેલા છે. અને તેઓએ ઘણી દમામ દાર કુરબાનીઓ આપી, એ જગ્યાને કુફર, અને શિર્કની નાપાકીઓથી પાક કીધી છે.

એ માટે અરબ દેશ ઇસલામનો મૂળ પાયો છે. તૌહીદના આફ-તાબની ઉગવાની જગ્યા છે, ઇનસાની દબદબાનું મધ્ય બિંદુ છે, અને ખુદાઇ પ્રકાશનો રીન છે એમાં ખુદાપાકના સર્વથી વધારે પવિત્ર હઝરત મોહમદ (સ૦)ની આરામ કરવાની જગ્યા છે એમાં દુન્યાનું સર્વથી પહેલું તૌહીદનું એબાદતખાનું છે. એની રેતાળી જમીનના હરહર દાણાએ સહાબા (રદ)નું ખુન પીધું છે એમાં ઇસલામના દાદા હઝરત ઇબ્રાહીમ [અલ]ની યાદગાર છે શું ! બનવા જોગ છે કે ઇસલામના દુશમનના

કબજામાં રહી એ જગ્યાઓ પવિત્ર રહેશે ? શું ? ત્રણ ખુદાને માનવાવાળા પ્રકૃતિના પુજારીઓ, અને બધી દુન્યાને પોતાની જાગીર સમજવાવાળાઓથી એ ઉમેદ થઇ શકે છે? કે તેઓ પોતાના કબજા પછી રસુલે પાકના પવિત્ર રોજાની, અને બયતુલ હરામની ઇજ્જત બાકી રાખશે ? અને એ તૌહીદના દુશમનો તેની પવિત્રતાને પોતાના ખયાલી મધ્યબિંદુમાં જગ્યા આપશે ? રૈયતના ધાર્મિક જુસ્સાઓથી ડરી, અને પબલીક એવફાદના ભયથી કોઇ એવી વાત ન કરે. કે જેથી ઇસલામી આલમમાં એક તુફાન પેદા થાય. તો એ એક જુદી વાત છે, પણ યુરોપીઅન તાકતોની ધાર્મિક તરફદારીનો અનુભવ છે, કે જેના કારણે બ્રીટનની જોખમભરી ફરજે બયતુલ મુકદદસની ફતેહને દબદબા ભરી જેહાદી જીત કહે છે. અને સેલોનીકા પર ગ્રીકોના કબજા વખતે એમ કહી ખુશી મનાવવામાં આવી હતી, કે યુરોપમાં ખ્રીસ્તી ધર્મનાં દાખલ થવાનો પહેલો દરવાજો પાછો ખ્રીસ્તીઓના કબજામાં આવી ગયો છે એક મિનિટને માટે પણ ખાત્રી થઇ શકતી નથી, કે આ ઇસલામના દુશમનો ઇસલામી પવિત્ર ઇજ્જત કાયમ રાખશે.

કેટલાક મુસલમાનો ધોકો ખાઇ રહ્યા છે, કે અંગ્રેજી કબજા પછી પણ હજ્જ ચાલુ રહેશે, અને પહેલાં કરતાં પણ વધુ આરામની સાથે હજ્જ કરી શકીશું. હું એ સાહેબોને એ અરજ કરૂં છું કે શું તમોએ આ જાહેરી સફરને ખરેખર હજ્જ સમજી લીધી છે? અને જાહેરી સફરના આરામને દીલની હાજરી, અને નિર્મળતા, અને ઇમાનનો મીઠાસ સમજી લીધો છે ? જરા થોભી જુઓ ? તમોને જાહેરી આરામનો પણ અનુભવ થઇ જશે. જરા આ સુનેરી તુફાન કે જે સ્વાર્થપણા અને ચાલાકીની સાથે અરબની સપાટી ઉપર થઇ રહ્યું છે, એને જરા બંધ પડવા દો ? પછી આરામનો અર્થ પણ સમજાઇ જશે. વળી કહેવામા આવે છે કે અરબ ઉપર બ્રીટનનો કબજો નથી. પણ ત્યાં તો મક્કાના શરીફનું રાજ્ય છે તો હું કહીશ કે મક્કાના શરીફની હુકુમતની હકીકત પણ જાણકારોની નજરથી છુપી નથી, જે શરીફએ પોતાના જુના માલીક નામદાર ખલીફતુલ મુસલેમીન કે જેવાણુની તાબેદારી તેના ઉપર ફરજ હતી, તેનેથી એક ખ્રીસ્તી બળના બહેકાવવા પર બેવફાઇ કીધી, તે શરીફ કે જે બ્રીટનને પગાર ખાતો હોય, તે શરીફ કે જે નસારાઓની તસ્વીર પોતાને સીને લગાડી રાખતો હોય, તે શરીફ જે ખુદાના પવિત્ર અને અમનની જગ્યાએથી ઇસલામીઓને

પકડાવી કાફરોને હવાલે કરતો હોય, શું ! તેની હુકુમત ઇસલામી હુંકુમત થઇ શકે છે ? અને તે ઇસલામનો આગેવાન થઇ શકે છે ? ના કદી નહી !! તુંકમાં બયતુલ મુકદદસ, હજાજ, એરાક વીગેરે ઇસલામીઓના પવિત્ર મથકો છે. કોન્સટાન્ટીનોપલ, એડીયાનોપલ, ઇસલામની જુની યાદગારો છે. એ બધાં મથકો ઇસલામી દબદબાનાં મધ્ય બિંદુ. અને ઇસલામીયા ખીલાફતની મુખ્ય જગ્યા હોવાના કારણે ધાર્મીક હુકમોના મુજબ નોન મુસલીમની અપવીત્ર અસરથી તેને પાક અને સાફ રાખવાં ઇસલામીઓનું ખાસ ફરજ છે.

ઉપલી વીગતથી સાફ રીતે જણાઇ આવ્યું કે ઇસલામી દીની ફરજો શું છે.

(ક) પોતાના ઇસલામી ભાઇઓની મદદ કરવી.

(ખ) પવિત્ર મથકોનું રક્ષણ કરવું.

(ગ) ખલીફતુલ મુસલેમીનને કાયમ રાખવામાં કોશીશ કરવી

(ઘ) ઈસલામી ખીલાફત મજબુત કરવા કોશીશ કરવી.

હવે સવાલ એ રહ્યો કે હિંદના મુસલીમો એ ફરજોને કેવી રીતે અદા કરી શકે છે. તે પહેલાં મને કહેવા દયો, કે જ્યાં સુધી મને ખબર છે, ત્યાં સુધી એ માત્ર હિંદના મુસલમાનો તો શું ! તમામ દુન્યાના ઇસલામીઓમાંથી કોઇ એક પણ મુસલમાન એવો ન હશે કે જે એ ફરજોની જાણુથી નકાર કરે. અથવા કોઈ એક પણ શંકા બતાવી શકે. એજ કારણે હીંદના એક છેડાથી બીજા છેડા સુધી એક તુફાન નજરે પડે છે. હર માણસ દુઃખી અને બેકરાર છે, ખીલાફત કમેટીઓના વધારો અને આમ કોમી મેલાવડાઓ એની દલીલ છે, પણ કેટલાકો એવા પણ છે, કે જેઓ ડરના કારણે આ ફરજ જે તેઓને અદા કરવાની છે, તે ઉપર તરેહ તરેહની શંકાઓ કરે છે. અથવા દુન્યાની લાલચ, અને સુનેરી, રુપેરી મસલેહતો ના કારણે બહાનાઓ કાઢે છે.

તમોને ખબર છે કે, હિંદના આલીમોની એક મોટી સોસાયટી એવો ફેંસલો કરી ચુકી છે, કે હિંદના ઇસલામીઓની પાસે દુશમનોના નશા

કરવા માટે તોપો, બંદુકો, અને એરોપલેનો નથી, તેથી તેઓ હથીઆરી લડાઇ કરી શકતા નથી. પણ તેઓને માની લેવું જોઇએ, કે જ્યાં સુધી બ્રીટન પ્રધાન મંડળ ઇસલામીઓની મતલબો કબુલ કરશે નહીં, ત્યાં સુધી તમામ હિંદુસ્તાનના મુસલમાનો તેઓની સાથે અસહકારી લડાઇ ચાલુ રાખશે એટલે મુસલમાનો ઉપર હરામ છે કે તેઓ ઇસલામના દુસ્મનની સાથે એવી નીસબતો કાયમ રાખે, કે જેથી તેઓની કોઇ પણ તાકાતને મદદ પહોંચે અને તેઓના ગર્વ, અને અભિમાનના કેફને તેજ કરે. અને મુસલમાનો ઉપર પહેલું ફરજ છે. કે તેઓ ઇસલામના દુશમનોને દુશમનનાંજ દરજામાં સમજે. અને એવી નીસબતો ન રાખે કે જેથી તેઓની સાથે મહોબત પેદા થાય. એ સદાચરણી લડાઇનું નામ તર્ક મવાલાત છે જે માટે પવિત્ર કોરાનમાં આવ્યું છે કે " **અય ઇમાનવાળાઓ ! મારા અને તમારા દુશમનોને દોસ્ત અને મદદગાર ન બનાવો ?" એ** પવિત્ર વાકયામાં હક તઆલાએ ખુદાના દુશમન અને ઇસલામીઓના દુશમનની સાથે સહકાર કરવા થકી મના ફરમાવ્યું છે એ પવિત્ર આયત ઉતરવાનું કારણ એ હતું, કે જે વખતે હઝરત (સ૦) એ મકકાની ફતેહનો ઇરાદો કીધો. અને તે લડાઇની તયારીઓ શરૂ કીધી. તે વખતે હાતેબ ઇબ્ને અબી મુલ-તેઆહ સહાબીએ મકકાના કાફરો ઉપર એક છુપો કાગળ તેઓને ખબરદાર કરવાને માટે લખ્યો. જેમાં લખ્યું હતું કે રસુલે ખુદા તમારી ઉપર હુમલો કરવાની તૈયારીઓ કરે છે. માટે તમો તમારી ભલાઇ બુરાઇ સમજી લ્યો. કોરેશોની સાથે હાતેબને કોઇ નીસબીતી સંબંધ ન હતો એ માટે હાતેબે ચાહયું કે હું એઓની ઉપર આ એક ઉપકાર કરૂં જેના બદલામાં તેઓ મારા બાળ, બચ્ચાં, માલ, મીલકત જે મકકામાં છે, તેનું રક્ષણ કરે, પણ જ્યારે નબી (અલ)ને એ વાતની વહીથી ખબર થઇ ગઇ, જેથી તે કાગળ રસ્તામાં પકડાઇ ગયો. ત્યારે ખુદા પાકે આ પવિત્ર કલામ ઉતાર્યું, જેમાં ઘણી બાબતો સમજવા જેવી છે.

તેમાં પહેલાં તો એકે ખુદા પાકે " મારા, અને તમારા દુશમનો, " એમ ફરમાવ્યું છે, એથી સાફ રીતે સમજાય છે, કે ખુદાના અને ઇસલામીઓના દુશમનોથી અસહકાર કરવાનો હુકમ આપવાનું કારણ તેઓની દુશમની, અને અદાવત છે. ત્યારે જ્યાં પણ દુશમની મોજુદ હશે, ત્યાં

અસહકારનો હુકમ એવીજ રીતે લાગુ પડશે. જેવી રીતે મજકુર આયત શરીફ ઉતરવાના કારણમાં થયો હતો.

બીજું એ કે હાતેબ એ મક્કાના કાફિરોની મહોબતમાં, અથવા દીની વલણ, અથવા તેઓના કુફ્રથી રાજી હોવાના કારણે લખ્યો નહતો. તેતો માત્ર એક દુન્યવી મસલેહતના કારણે લખ્યો હતો, અને તે મસલેહત પણ એ હતી, કે તેના બાળ, બચ્ચાં, ઘરબાર વીગેરેના રક્ષણનો બીજો કોઇ ઉપાય ન હતો કારણ કે તે ચીજો તે જગ્યાએ હતી, જ્યાં દુશમનો સંપુર્ણ બળવાન હતા. એથી હાતેબનું એ ખબર આપવું, દુશમનોની એક ખીદમત (પોતાની ચીજોના રક્ષણ)નો એક બદલો હતો એમ છતાં પણ હક તઆલાએ હાતેબના એ ખબર આપવાને સહકાર કહયો. અને મનાઇનો હુકમ ઉતાર્યો.

ત્રીજી બાબત એ છે. કે હાતેબનું એ કામ કાંઇ દુશમનોને હથ્યાર ની મદદ આપવા બરાબર પણ ન હતું. પણ માત્ર તેઓને તેઓના બુરા છેવટથી ખબરદાર કરતું હતું. અને પોતાની મુકિતનો માર્ગ વિચારવા માટે હલાક થઇ જવાનું વખત શીર ઉપર આવે તે પહેલાં એક મોકો આપવાનો હતો. પણ એટલી વાતને પણ હક તઆલાએ સહકારમાં ગણી દુશમનોથી અસહકાર કરવાનો હુકમ ફરમાવ્યો, હાતેબના તે છુપા કાગળના શબ્દો ઉપલી બાબત ઉપર રોશની નાંખશે. "**રસુલુલ્લાહ (સ૦) તમો ઉપર હુમલો કરવાનો ઇરાદો રાખે છે માટે તમો તમારો બચાવ અખત્યાર કરો.**" અને જયારે નબી (સ૦) એ પુછ્યું કે અય હાતેબ ! આ શી ચળવળ હતી ? ત્યારે હાતેબે કહ્યું. કે "**હુઝુર ? મેં આ કામ કુફ્રના કારણે, અથવા ઇસલામથી ફરી જવા, અથવા ઇસલામ લાવ્યા પછી કુફ્રની સાથે રાજી હોવાના કારણે કર્યું નથી મારા બાળબચ્ચાં મક્કાના કાફ્રો તરફ હતાં, અને મને તેઓના જાનનો ભય હતો, તેથી મેં વિચાર્યું, કે હું તેઓ ઉપર એક ઉપકાર કરૂં. અને ખરેખર હું જાણતો હતો કે તેઓ પર હક તઆલા નો ગજબ ઉતારશે, અને મારો કાગળ કાંઇ પણ ફાયદો પહોંચાડશે નહીં.**"

ચોથું એ કે હઝરત ઉમર [૨૬] એ એ કામને ઇસલામથી બૈયત તોડી નાંખવા સાથે સરખાવ્યું, અને કહ્યું કે "યા રસુલુલ્લાહ? એણે ઇસલામથી બૈયત તોડી નાંખી છે અને આપના વિરૂદ્ધ દુશમનોને મદદ કીધી છે."

એ પછી હક તઆલાએ ફરમાવ્યું, કે "હક તઆલા તમોને એવા લોકો સાથે સહકાર કરવાથી મના કરે છે, કે જે તમારાથી દીની લડાઇ કરે છે. અને (જેણે તમોને) તમારા ઘરોથી કાઢી મુક્યા, અને કાઢવાવાળાના મદદગાર થયા, જે લોકો તેઓથી સહકાર રાખશે તે જુલમગારો માંથી છે."

જે કાફરોમાં ઉપલી ત્રણ બાબતો હશે, તેની સાથે સહકાર કરવા થકી ઉપલી આયાત હરામનો હુકમ કરે છે.* તેમાં એક તો "મુસલમાનોથી ધાર્મીક યુદ્ધ કરવું" બીજી "મુસલમાનોને તેઓના ઘરોમાંથી કાઢવું અને ઘર બરબાદ કરવું." અને ત્રીજી બાબત "કાઢવાવાળાઓને મદદ કરવી."

હવે આપણે પહેલી વાતને લ્યો, કે બ્રીટનનો ઇસલામની સાથે આ જેહાદ હતો કે નહીં, બ્રીટનના વડા પ્રધાને જનરલ એલમબીને બયતુલ મુકદ્દસની ફતેહ વખતે મુબારકબાદી આપી એ ફતેહને દમામદાર જેહાદ કહયો હતો. તુર્કી સાથની સુલેહની શરતો ઉપર નજર નાંખવાથી જાડી બુદ્ધી રાખનારને પણ ખરી હકીકત પોકારીને કહે છે, કે એ જેહાદ છે. થરેસ પર ગ્રીકોને કબજે અપાવવો, ઇસ્તમબોલ પર કબજો કરવો. સ્મર્નામાં ગ્રીક જુલમીઓને જુલમ કરતાં ન અટકાવું, એ બધી

* પણ એ ઉપરથી એમ મતલબ નથી, કે જે કાફિરોએ આવાં કામો કર્યાં હોય તેની સાથે જીંદગી સુધી અસહકાર કરવો પણ જ્યારે તે કામ કરનાર મુસલમાન થઇ જાય તો તેના ઇસલામ લાવતાંજ તેના પાછલાં કામો કર્યાંજ નથી, એમ થઇ જાય છે, અથવા તેનેથી મુસલમાનો સુલેહ કરે, તો સુલેહની શર્તો પર અમલ કરવો જરૂરી છે. જેવી રીતે મક્કાના કાફરોની સાથે હોદેબીયાહની સુલેહની શરતોમાં નબી [સ૦] એ તે મુસલમાનને પાછો આપી દીધો, કે જે કાફરોની કેદમાંથી નીકળી આપ ની ખીદમતમાં હાજર થયો હતો.

વિગતોથી કોઇ પણ ગુમાન બાકી રહેતું નથી, કે તુર્કો સાથે માત્ર તેઓના મુસલમાન હોવાના કારણે આ બધી બે ઇન્સાફીયો દુરસ્ત રાખવામાં આવી છે.

હવે આપણે બીજી વાતને લ્યો, કે મુસલમાનોને ઘરોમાંથી કાઢવા એ વીશે જણાતું છું, કે ઇસ્તમ્બોલ, અને તેની આજુબાજુએ હજારો વતનીઓએ વતન છોડી નાસી ગયા, ખુદ ગાદી વારેસ શાહજાદાએ રાજ્યથી ઇસલામી હીમાયતના કારણે ઘણી વખતે નાશી જવાનો પ્રયત્ન કર્યો, પણ તેને સખત પહેરા નીચે રાખવામાં આવ્યો. ગ્રીકોના જુલમથી સ્મર્નાના હજારો મુસલમાનો ઘરબાર છોડી નાશી ગયા, કોન્સટાન્ટીનોપલથી કેટલાક મોટા અને આગેવાની ભર્યો ભાગ લેનારાઓને દેશપાર કરી માલટા મોકલી આપવામાં આવ્યા. એ બાબતો મુસલમાનોને ઘરોથી કાઢનાર, અને કાઢનારને મદદ કરનારના હુકમમાં દાખેલ છે. માલટામાં તુર્કીના ઘણા આગેવાનો મારી ત્યાંની હાજરી દરમ્યાન નજરકેદ હતા.

જ્યારે ઉપલી ત્રણે બાબતોબ્રીટન ગવેરમેંટના જોખમદાર પ્રધાનોના તરફથી થવા પામી. ત્યારે શું ! હજી પણ કોઇ મુસલમાનને બ્રીટન સાથે સહકાર હરામ વીશે કાંઈ શંકા બાકી રહી શકે છે ?

હવે એક શંકા એ બાકી રહી કે મવાલાત જુદી ચીજ છે, અને મોઆમેલાતને જુદી ચીજ છે અને ઉપલી આયત મવાલાત કરવાને ના પાડે છે મોઆમેલાતને માટે ના પાડતી નથી. તો હું કહીશ, કે હાં : મવાલાત અને મોઆમેલાતમાં સમજના આધારે તફાવત જરૂર છે. પણ મવાલાતના અર્થમાં નજદીકી ઉત્પન્ન કરવા વાળી નીસબતો, અને પોતપોતામાં દોસ્તીની તમામ દોસ્તી કરવાના આધારો શબ્દકોષના આધારે દાખેલ છે તેથી તમામ એવા મામલાઓ કે જેથી મવાલાત (દોસ્તી) વધે અને એવા મામલાઓ કે જે તેઓની વેરી તાકાતને વધારે. અને એવી નાશબતો (લશકરી નોકરી વીગેરે) જે મુસલમાનોને હલાક કરે, અને ઇસલામી દમામ ઘટાડવામાં દખલ રાખતી હોય, અને એવાં કામો કે જેના કારણે એઓ ઇસલામીઓની રાજીખુશી પર કોઇ વખતે દલીલ આપી શકે, અથવા એવી રશમો કે જેથી આપણને એઓની સાથે મહોબત છે, એમ જણાઇ આવતું હોય, એ બધી બાબતો ખરેખરી રીતે હરામ મવાલાતમાં આધારની સાથે દાખેલ છે. હાલેતના બનાવને જરા વિચાર કરી હજરત ઉમર

(રદી) ની ઇમાની આંખોમાંથી જો જોવામાં આવશે, તો પછી કોઈ પણ શંકા બાકી રહેશે નહીં એના વધુ ખોલાસાનો આ વખત ન હોવાના કારણે માત્ર એટલાજ ઉપર તમામ કરૂં છું, અને જે બીજી શંકા પેદા થાય છે, કે ઇસલામીઓ તર્કે મવાલાતથી પ્રજા, અને તકલીફ ઉઠાવશે, તે વિશે કાંઇ ટુંકમાં કહેવું જરૂરી સમજું છું.

જે વખતે યહુદ બનુકતીકાઅથી મુસલમાનોની લડાઇ શરૂ થઇ તે વખતે એબાદાહ બીન સામત અનસારી (રદી) એ ફરમાવ્યું કે **યા રસુલલ્લાહ ! મારી યહુદની એવી મંડળીથી મવાલત હતી, કે જેઓની સંખ્યા ઘણીજ મોટી અને બળવાન છે. પણ હું આજે તેઓની મવાલાતથી હાથ ઉઠાવું છું. અને હવે ખુદા, અને તેના રસુલ વગર મારો કોઇ મોલા નથી.** એ ઉપરથી અબદુલ્લાહ ઇબ્ને અબી [ મોનાફેક ] બોલ્યો કે, " **હું તો યહુદીઓના મવાલતથી હાથ** ઉઠાવી **શકતો નથી.** કારણ કે મારી તો તેઓ વગર ગુજર **થવી મુશકેલ છે.** " એ ઉપરથી હકતઆલાએ આયતો ઉતારી કે, " **અય ઇમાનવાળાઓ** તમો યહુદ, અને નસારાને દોસ્ત ન બનાવો ? અને તેઓથી **મવાલાત ન રાખો ?** હવે જે ઉપલા મોનાફેકએ જે એમ કહ્યું કે " હું તો યહુદની મવાલાતથી હાથ ઉઠાવી શકતો નથી. મારી તો તેઓ વગર ગુજર થવી મુશકેલ છે. " એ તેનું કહેવું પણ મવાલાત દુરૂસ્ત થવા માટે સંપુર્ણ ન થયું. અને મવાલાત કરવાની રજા ન આપી. અને બીજી જગ્યાએ એવાઓ માટે ફરમાવ્યું કે " એઓના દીલોમાં બીમારી છે, " અને જે તેઓએ કહયું કે અમને તો તકલીફ, અને ઇજા-પહોંચવાનો ભય છે તેના જવાબમાં હક તઆલા ફરમાવે છે કે " **હક તઆલા ઘણી જલદી પોતાની તરફથી મુસલમાનોની ફતેહ, અથવા બીજો કોઇ હમામદાર હુકમ જાહેર કરશે. જેથી તે બધા ફર પોકો પોતાના જાતી ઇરાદાઓ પર લજવાશે.** "

આજે પણ એક કાર્ય જેવું મોટું મેદાન તમારી આગળ ખુલ્લું છે. અને પરીક્ષાનો રૂખત ઉતારો આગળ છે. તમો વધુ ગાફલ

ન જાઓ ? માત્ર તમારા નામદાર આલીક રસુલે કરીમ (સ૦] ની હાલતો પરજ વિચાર કરો ! કે હુઝુર [સ૦) ને અરબના કાફેરાએ એટલી તકલીફો આપી હતી. કે અલ અમાન ! અલ હફીઝ ! ! પણ આપ તે તમામ જીવતોડ તકલીફોને ઘણીજ મજબુતીની સાથે સહન કરતા રહ્યા, અને પોતાના ફરજ ઇસ્લામ ફેલાવવાને સંપુર્ણ રીતે કરતા રહ્યા. છેવટ એટલે સુધી વાત આવી કે, મક્કાના કાફેરાએ આપને મારી નાંખવાનો ઇરાદો કરી આપના ઘર ઉપર ઘેરો નાંખ્યો તે વખતે આપે ખુદાપાકથી હુકમ લઇ, મકાન તજી તશરીફ લઇ ગયા. અને સોર નામની ગુફામાં ત્રણ દીવસ રહી, મદીના મુનવ્વરા ચાલ્યા ગયા. તે જમાનામાં મુસલમાનોની સખત રીતે પરીક્ષા હતી કારણકે મુસલમાનોની સખ્યા ઘણીજ ઓછી. અને પૈસા સબંધી હાલત ઘણીજ તંગ હતી. પણ તેઓનું ઇમાન સંપુર્ણ અને દીલ ખુદા તરફથી નિશ્ચીંત હતાં. તેઓની સચ્ચાઇ, અને મજબુતીની બરકત હતી, કે જેથી કાફેરાના બધા ઇરાદાઓ ધુળમાં મળી ગયા, અને ફજેત થઇ હારી ગયા, અને ખુદાનું નુર તમામ દુન્યામાં પ્રકાસ્યું

મારી મતલબ એ બયાનથી માત્ર એ છે, કે આજે અગર મુસલમાનોના ઇમાન મજબુત થઇ જાય, અને ખુદા પાકે જે વાયદો કર્યો છે, કે “ અમો પર મુસલમાનોની મદદ કરવી જરૂરી છે. ” એ વાક્ય પર પુરેપુરો ભરોસો થઈ જાય, અને તકલીફ ઊઠાવવામાં જરા સબર, અને મજબુતીથી કામ લ્યે, તો તેઓની ફતેહ ખરેખર છે. કારણકે મુસલમાનોની સંખ્યા દુન્યામાં ચાલીસ કરોડની છે. જેમાંથી સાડાસાત કરોડ હિંદમાં વસે છે. અગર એ બધા. એક મત થઈ ઇસલામી ખીદમત કરવા માટે સબર અને મજબુતીની ઢાલ લઇ ઉભા થઇ જાય, તો શું ! કોઈ તાકાત એવી પણ છે ? કે જે તૌહીદની વીજળી પર ફતેહ મેળવી શકે ?

ખુદાના દુશમનો હંમેશાંથી ઇસલામ, અને ઈસલામીઓને આ હસ્તીના સફાપર નાબુદ કરવાની કોશીશ કરે છે. પણ ખુદાપાકની મદદ, અને તૌફીકથી મોમીનોની ઇમાની તાકાત, અને મજબુતી તેઓની કોશીશોની સામે સદદે સીકદંરી સાબેત થઇ છે. ઇસલામ ખુદાનું નુર છે, જે કદી પણ એ આંધળાઓની ફુંકથી બુઝાશે નહીં,

અય તૌહીદના આળકો! આજે તમારા ઈમાન, અને નિર્મળતાની પરિક્ષા લેવાઇ રહી છે. ખુદા પાક જુએ છે, કે કોણ તેના જમાલ. અને જબરૂતની આગળ શીર નમાવે છે, અને કોણ એવો છે, કે જે દુનીયાની નાશ પામવાવાળી હસ્તીઓના ડરથી ખુદાની અમાનતમાં બેયાનત કરે છે. અગર તમોને કયામતમાં ખુદાની આગળ જવું છે. અને રસુલ [સ૦] ની શફાઅતની જરૂરત છે. તો તેના પાકદીનનું રક્ષણ કરો? અને તેના પવિત્ર હુકુમો પર ચાલો? તેની તોહીદની અમાનતને બરબાદ થવા ન દયો? અને તેની આપેલી ઇજ્જતને હકીકી ઇજ્જત સમજો? ઇસલામ માત્ર એબાદતનું નામ નથી પણ તમામ ધાર્મીક, મુલકી કારોબાર, સદા ચરણી રાજ્ય વહીવટ વાગેરેની જરૂરતો ને માટે એક સંપુર્ણ બંદોબસ્તનું નામ છે. જેઓ આ જમાનામાં ઘરોમાં ભરાઇ ઇસલામી ફરજો અદા કરવાને સંપુર્ણ સમજે છે, તેઓ ઇસલામના પાક સાફ દામન ઉપર એક એબદાર ધબ્બો લગાડે છે. તેઓના ફરજો માત્ર નમાઝ, રોજા ઘરજ પુરાં થતાં નથી. પણ તેની સાથે ઇસ્લામની ઇજ્જત સદા કાયમ રાખવા અને ઇસ્લામી દમામનું રક્ષણ કરવાની જોખમદારી પણ તેઓ ઉપર જરૂરી છે. અમોને અને તમોને ખુદા પાક તે કામ કરવાની સમજ આપે, કે જેનેથી જે રાજી, અને જેને તે પસંદ કરતો હોય.

---

હીંદુ ભાઇઓએ જે આ મુસીબતમાં તમારી હમદર્દી, કીધી છે, અને કરી રહયા છે, એ એઓની સદાચરણી શરમ, અને ઇનસાની ખાનદાનીની દલીલ છે, ઇસલામે ઉપકારનો બદલો ઉપકાર બતાવ્યો છે પણ જાહેર છે, કે ઊપકાર તેનુ નામ છે; કે તમો તમારી પોતાની ચીજ કોઇને આપી દયો પારકી ચીજ ઉંચકી બીજાને આપી દેવાને ઉપકાર કહેતા નથી. એ માટે તમો હીંદુ ભાઇઓના ઉપકારના બદલામાં તેજ કામ કરી શકો છો. કે જે અખલાકી અને શરીઅતના રીત મુજબ તમારા અખત્યારથી કરી શકતા હોવ, દીની હુકમો ખુદાની અમાનત છે, એ ઉપર તમારો કશો અખત્યાર નથી એ માટે જરૂરી છે. કે ઇસલામની હદમાં રહી તમો ઉપકારને બદલે ઉપકાર કરજો અને બંને કોમો મળી એક એવા જોરાવર દુશમનના મોકાબલા માટે તઇયાર થઇ જાઓ, કે જે તમારા ધર્મ, અને સ્વતંત્રતાને પાયમાલ કરી રહયો છે.

આલીમોની મંડળી કે જે ખરેખર ઇસલામીઓની ધાર્મીક આગેવાન

છે. તેઓ પર આ વખતે ફરજ છે, કે વખતની બારીકી, અને જરૂરતો નજરથી ગુમ ન કરે અને પોત પોતાના ઝગડા; વિરૂદ્ધતામાં પડી મુળ હેતુને ખરાબ ન કરે. નહીં તો મુસલમાનોની ખરાબી, અને બરબાદીની તમામ જોખમદારી એઓને શીર રહેશે. ઇલ્મી બારીકીઓની શોધ ખોળ માટે ઘણાં મેદાનો ખુલ્લાં છે. એબાતને માટે તમને ઘણી રાતો શીરકત વગર તમોને મળી શકે છે પણ જે કામ કે જબલ ઓહદ અને જંગે બદરમાં થયાં હતાં. તે કામો મસજીદે નબવી જેવી પવિત્ર જગ્યાએ થવાને લાયક ન હતાં.

આજે હકો માંગવાને માટે આમ સભાઓ ભરી ભેગા મળવું અવશ્ય જરૂરી છે, માત્ર રાત્રીના સમયે દોઆ કરવી કાફી થઇ શકતી નથી. અગર ચાલુ જમાનામાં આપણને એરોપલેનો, તોપો બંદુકોનો ઉપયોગ દુશમનોનો નાશ કરવાને માટે દુરૂસ્ત થઇ શકતો હતો, તો મોટા મેલાવડા, કોમોની એક્યતા, અને એકમતીની મતલબો પણ દુરૂસ્ત થવામાં વાંધો આવશે નહીં, કારણ કે આ જમાનામાં જેઓની પાસે એરોપલેનો તોપો, બંદુકો નથી, તેઓના એજ હથિયાર છે.

વ્હાલા સાહેબો! બ્રીટનનો એવો દાવો છે, કે તે કોઇના પણ ધાર્મીક કામોમાં માથુ મારતી નથી, એમ આજે આપણે વરસોથી શાંભળતા આવ્યા છીએ. પણ હું પુછું છું, કે શું ઇસ્લામીઓ પોતાના દરેક ધાર્મી કામોમાં પુરેપુરી સ્વતંત્રતાની સાથે કામ કરી શકે છે? શું! રાજ્યનો બળવાન પંજો તેઓની ગરદન દબાવવા હર વખતે તૈયાર નથી? આજે મોલવી ઝફર અહમદ ખાન, મોલવી લેકા ઉલ્લાહ સુંફી એકબાલ અહમદ, મોલવી મોહમદ ફાખેર, અને એવી રીતે બીજા હિંદના બાળકો ક્યા ગુનાહના આધારે કેદખાનું ભોગવે છે? શું! તેઓએ ઇસલામના ધાર્મીક હુકમો ફેલાવવા વગર કોઇ બીજો ગુનાહ કર્યો છે? શું! ધાર્મીક હુકમોના ફતવા જપત થયા નથી? શું મુસલમાનોની હજારો પરદાવાળી બીબીઓ નીકાહ, અને તલાકના ફેસલાઓમાં નોન મુસલીમ ખાતાઓમાં ઇસલામી હુકમો વિરૂધ ફેસલો કરાવવાને નાચાર નથી? શું! પાડોસીઓના હકો અને કબજા વહીવટના કાયદા ઇસલામીયા શરીઅત પ્રમાણે છે? ઉપલી તમામ ચીજો જેની પુરી ખબર રાખવી જમઇયતે ઓલમાના ફરજોમાં સર્વથી વધારે જરૂરી છે.

એવીજ રીતે ઇસલામી ધાર્મીક શિક્ષણને માટે કોઇ કારગર બંદોબસ્ત કાયમ કરવો, અને તમામ ઇસલામી મદ્રસાઓને એકજ રીત પર ચલાવવા, એવીજ રીતે ઇસલામી વકફોનો બોહલો વહેવાર પણ એક ખાસ બંદોબસ્તનો મોહતાજ છે. એવી રીતે બીજી ઘણી ઇસલામી જરૂરતો જે આ મોટી મંડળી આલીમોનાં એક જગ્યાએ ભેગા ન મળવાના કારણે વિખરાયલી હાલતમાં છે, તે સર્વનો યોગ્ય બંદોબસ્ત કરવો આ જમાનામાં ખાસ જરૂરી છે, હકતઆલાનો બેસુમાર એહસાન છે, કે તેણે પોતાના રહમથી આ મોટી મંડળીને ભેગી કીધી અને ઉમ્મેદ છે, કે એ જમાઆત તમામ વીખરાયલા કામનો પુરતો બદોબસ્ત કરશે.

આટલી વાતબંધ કરૂં તે પહેલાં તમો સાહેબોથી હું એક ઘણી નમ્રતા પુર્વક અરજ કરૂં છું કે હર હાલતમાં ખુદાપરજ ભરુસો રાખજો અને દીની ફરજો અદા કરવા માટે મજબુત ઇરાદો બાંધજો ખુદાની રેહમત પોતાના નેક બંદાઓની સાથે રહે છે અને તેની દયા કમજોરો અને તેની ઉપર વીશ્વાસ રાખવવાળાઓને મદદ કરે છે.

ઓ જીવતા, અને પવિત્ર ખુદા ! ઓ બક્ષેસ કરવાવાળાઓમાં સર્વથી વધારે બક્ષેસ કરવાવાળા ! ઓ બન્ને આલમના બાદશાહ ! અમારા પાપોને માફ કરી દે ! અને ઘરડા, અને અબળોપર દયા કર ? અમોને સારા કામોની સમજ આપ ? અને દીનની સેવા માંટે અમારા દીલો મજબુત કર ? અને અમારા પહોંચાઓનાં શકિત આપ ? અમારા અને તારા દુશમનોનો નાશ કર ? ખરાને વિજય અને ખોટાને પરાજય આપ ? આમીન ! છેવટે મતલબ એ છે કે તમામ સ્તુતી તે ખુદાને માટે છે, જે તમામ આલમનો પાળવાવાળો છે, અને સલામતીઓ, અને રહેમ તો તેના રસુલ મહોમ્મદ (સ૦) પર અને તેમનાં કુટુંબીઓ, અને તેમના દોસ્તોપર થાઓ !!!

**સમાપ્ત.**

# જાહેર ખબર.

"સહકાર મરદુદ ને માટે ફતવયે માહમુદ" શેખુલ હિંદ મૌલાના મૌલવી માહમુદ હસન (ર) ના હાથે લખાયલા ફતવાનો ગુજરાતીમાં તરજુમો અને ખુતબએ સદારત તૈયાર છે, બે પૈસાના પોસ્ટ સ્ટામ્પ આવવાથી મોકલી આપવામાં આવશે

ઓનરરી સેક્રેટરી.
ખિલાફત કમીટી રાંદેર
રાંદેર જીલ્લા—સુરત.

લી૦ ખાદિમે ઈસલામ
મોહમદ ઇબ્રાહીમ ભામજી
રાંદેર જીલ્લા—સુરત

## રસુલુલ્લાહ (સલ) એ ફરમાવ્યું છે કે :

મદીના મારી હીજરતની જગ્યા છે. અને તેમાં મારી કબર છે. અને ત્યાંના રહેવા વાળા મારા પાડોશી છે. દરએક મુસલમાનો પર જરૂરી છે કે મારા પાડોશીઓની ખબર લે. જેણે તેઓની ખબર લીધી (એટલે મદદ કીધી) તેને કયામતને દીવસે હું શફાઅત કરવા વાળો બનીશ અને શાક્ષી બનીશ અને જેઓએ તેઓની ખબર ન લીધી તેઓને હક તાઆલા દોઝખીઓનુ પરૂં પીવડાવશે.

### મદીના મુનવ્વરામાં ભુખમરાનું ભયંકર સંકટ.

જેમા મદીનાના ખાસ આરબો હીંદી મોહાજેરો બેવા અને યતીમ તુરકી બાળકો જેવોના મરદો અને બાપો પોતાના પાક મજહબની સરજત ખાતર અને પોતાના વહાલા પવીત્ર મથકો ખાતર છેવટ સુધી ઇસલામના દુસમનો સાથે લડયા હતા અને આખરે શહીદ થયા હતા તેઓના બાળકો ઉપર ભયંકર સંકટ છે. મદદની ઘણી જરૂર છે અને તે તાકીદે કરવી જોઇએ મદીનાના લોકોને મદદ કરવાનું ખાસ એક ફંડ મોલવીં અબદુલ બારી સાહેબે ખોલયું છે તેને મુસલમાનોએ જલદી મદદ કરવી જોઇએ રૂ૦ નીચયે સરનામે મોકલી આપવા.

મોલવીં અબદુલ બારી સાહેબ

ફીરંગી મહેલ લખનવ

સુરત ખપાટીયા ચકલા ઉપર આવેલા શા. ચુનીલાલ અમીચંદના ધી જૈન ઇન્જીન પ્રીં. પ્રેસમાં પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપ્યો.